# પડપંચી પંચ પટેલની વાર્તા

## કલ્પના ઉપરથી

સર્વે સુજ્ઞ જ્ઞાતી સુથારકોની ધ્યાનમાં
ઉપયોગી થવા સારૂ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શોભારામ હિંમતરામ જોશી.
રાયગઢ તાબે ઇડર સ્ટેટ.

અમદાવાદમાં
ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૭ સને ૧૯૦૧

કીમત. રૂ ૦-૧-૦

# અર્પણ પત્રિકા.

મેહેરબાન સાહેબ.

આપ અતી પ્રેમથી તન મન ને ધનથી જ્ઞાતી સુધારવા તરફ પુરતુ લક્ષ આપ્યા કરોછો. તેથી આ એક અલ્પ ચીતાર ઘણે ખરે ઠેકાણેથી જોવામાં આવતા કુધારા માટે દર્શાવી આપને આ પુસ્તક અર્પણ કરૂ છુ તો કૃપા કરી સ્વીકારવા તસ્તી લેશો. અજ વિજ્ઞપ્તિ.

લી. શેવક

શોભારામ હિંમતરામ જોશી

# વાંચનારાઓને વિનંતી.



મારા સોખીલા ગ્નાતી સુધારકો હું વિનતી કરૂં છું કે મારા જોવામાં કેટલીક ન્યાતોમાં આગેવાનોની કુચાલચલગતના લીધે ન્યાતોમાં દીનપ્રતીદીન સુધારાને બદલે કુધારો વધ્યાંજ જાયછે. હવે નેક-નામદાર બ્રીટીશ રાજ્ય આપણા શીર ઉપર ગાજી રહ્યું છે, છતાં સુધારો નહી ને કુધારો વધ્યાં જાય છે. આવું કોઇ પુછશો તો મારી અરજ એટલી છે કે કેટલાક જુના માણસો માથ્યાભીમાની અને કેળવણી લીધા શીવાયના જુના રીવાજને એવાનો જોરથી પકડી રહ્યા છે કે બીચારા નવી પ્રજાના માણસોના છોડયા-છોડી શકાતા નથી. વળી આપ મેહેરબાન એવો પ્રશ્ન પુછશો કે શું-નવી પ્રજા સુધરી છે? તો સુધરીજ છે એમ હું કહી શકતો નથી. જુના માણસોમાં કેટલાક એવા દ્રઢ સદગુણ હોય છે કે-તે સદગુણોના લીધે દુર્ગુણ બહાર પડી આવતા નથી અને નવી પ્રજામાં કેટલાક એવા દુર્ગુણો હોય છે કે જેના લીધે સદગુણો બહાર પડી આવતા નથી. પણ બંને પક્ષમાંથી દુર્ગુણ જતાં સદગુણુજ હોય તો દીનપ્રતીદીન પડતી પામેલા વિભાગોમાં ચડતીનાં ચીન્હ જણાય-હું કેટલીક ન્યાતોમાં અનેક સુધારા થતાં કુધારાનો ક્ષય થએલો દેખી-તથા સાંભળી ઘ-ણોજ ખુશી થાઊ છું પણ કેટલીક ન્યાતોમાં દીન પ્રતીદીન-કુધારો-નવા યુવાનો-તમાકુ-ભાંગ-ગાંજો મીથ્યા મોજ શોખને વધારી સુ-ધારાને દુર રાખેછે વળી શકતી ઉપરાંત ન્યાત, વરા, કરવા, બાળલગ્ન. કંન્યાવિક્રય, ગ્નાતી, દેવસ્થાન વિગરેનો પૈસો હરણ કરી શ્રીમંત થવું, કુસંપ ને અદેખાઇ કરવી વાગરે વાગરે દુર્ગુણો ઘણી ઘણી જગ્યાએ દ્રષ્ટીનીક જોવામાં આવવાથી સુધારો કે કુધારો થવો, તેતો ભવિ-ષ્યના આધાર ઉપર છે જેમકે વિનાશકાળે વીપરીત બુદ્ધી, તેમ જો સારી બુદ્ધી ઉત્પન્ન થઇ તો જાણવું કે-ભવિષ્યમાં આનું ફળ કેવળ સારૂજ ઊત્પન્ન થશે પણ તેથી ઊલટી બુદ્ધી પ્રવર્તમાન થઇ તો ધા-ં કે કેવળ નઠારૂજ ફળ ઉત્પન્ન થયા શીવાય રહેશેજ નહીં. પણ ા મારા મનની વિગ્નસી આપ સાહેબો આગળ જાહેરાંતમાં મુકુ માટે ભુલચુક ક્ષામા કરતાં ગણી આપી નીધામાં લેશોજી.

લી૦ શેવક

**શંકારામ હિંમતરામ જોશી.**

# પાત્રોની સમજુતિ.

૧ વીદુશક—મશ્કરો.
૨ ગવરીનાથ—ઠગપુર નગરીનો બ્રાહ્મણ.
૩ મણી—તેની સ્ત્રી.
૪–૫ રાધાગવરી–ચપળા—મણીની બેહેનપણીઓ.

૬ કુટેલદાસ—
૭ વીકાળદાસ–
૮ હાજીભાઇ–
૯ દગાશંકર—
૧૦ અનીતીદાસ
૧૧ ટંટાશંકર—
૧૨ જુઠાલાલ–
૧૩ ફીકાભાઇ–

(૬–૧૩) ન્યાતના આગેવાન મુખ્ય કુટેલદાસ તથા બીજા સાત તેમના મેમ્બરો.

૧૪ ફીતુરીશંકર—તે ગોર છે ન્યાતનો. !

૧૫ અમૃતલાલ
૧૬ કેશવલાલ
૧૭ લાભશંકર
૧૮ દયાશંકર–
૧૯ આનંદરામ
૨૦ સંભુરામ–
૨૧ સેવકરામ–
૨૨ જક્ષોશંકર–

(૧૫–૨૨) આ આઠ સુધારો (કેળવણી) પામેલા સખસો.

૨૩ બુદ્ધીસાગર—એક સદ્ગુણી ગ્રહસ્થ.
૨૪–૨૫ ગોપીનાથ–ગીરજો—ગવરીનાથના દીકરા.
૨૬–૨૭ હીરા–મોતી—ગવરીનાથની દીકરીયો.
૨૮ ચોરશંકર—કુટેલદાસનો ભત્રીજો.
૨૯ લબાડીદાસ—ફીકાભાઇનો દીકરો.
૩૦ જુઆરીશંકર—ગોર ફીતુરીશંકરનો દીકરો.

શ્રીગણેશાયનમઃ

# પડપંચી પંચ પટેલની વારતા.

એક ઠગપુર નગરીમાં સંવત ૯૫૧ ની સાલના અસાડ શુદી ૧૫ સોમવારના રોજ પૂર્વ દીશાએ લાલરંગની છાયા વળી અને ચો-ઘડીવારમાં સુર્ય માહારાજાએ સર્વે સ્રષ્ટીને અમીનજરથી દર્શન આપ્યા. એટલે પવીત્ર માણુસો નાહી ધોઇ સંધ્યા પુજા કરી શીવાલયમાં શ્રી ઇષ્ટદેવ માહાદેવની પુજા કરવા અનેક પુજનની સામગ્રીઓ લેઇ જવા લાગ્યા. અનેક સુંદરીઓ પોતાના પતીના ચરણ વંદન કરી સ્નાન કરી સુભ વસ્ત્રાલંકાર પહેરી જળ ભરવા સરીતા, તલાવ, કુવા અન્ય અન્ય સ્થળે ટોળે ટોળાં મળી સરખી સાહેલીઓના સ-માગમે અનેક પ્રકારના હાસ્યવિનોદ સુખ દુઃખની વાતો કરતી જવા આવવા લાગી. કેટલીક કુભારજાઓ ટંટા કજીઆ કરવા સારૂ મંડી ગઇ. કેટલાક અધર્મીઓ અધર્મમાં ચીત્ત ચલાવવા ચકચકીત થવા માંડ્યા. એવામાં કુવાને કાંઠે પાંણી ભરવા આવેલ સ્ત્રી ચપળા પો-તાની સખી રાધાગવરી સાથે વાતો હાસ્યવિનોદની કરતાં કરતાં કહે છે કે હે બેહેન તું આજે કેમ હર્ષમાં જણાતી નથી. તેમ તારી આંખ્યો કેમ વાત કરતાં મીચાઇ જાય છે, કેમ તારૂં શરીર સારૂ ની કે શું?

રાધાગવરી—બેહેન મારૂ શરીર જરા ઊજાગરાની અસરથી જેવું થયું છે-મારા પાડોસમાં આપણી સખી મણીનો

સ્વામી ગવરીનાથ બહુ દીવસથી માંદા હતા તેતો તું જાણે છે પણ હમણાં બે ચાર દહાડાથી મંદગી વધી પડી છે. ને હવે તો ઘડી ત્યાર જેવા થઇ ગયા છે તેમને જોવા હું સાંજરે ગઇ તો મણી બેહેન બહુ દીલગીરી જણાવતાં હોવાથી હું તેમને ધીરજ આપવા માટે બેઠી ને તેમને ખવડાવી પીવડાવી મોડી રાતની ઘેર આવવાથી જરાક ઉજાગરાની અસર થઇ આવી છે.

**ચપળા**—ઓહો હું પાંચમે દીવસ જોવા ગઇ ત્યારે તો એટલા બધા છેક થઇ ગયા નોહોતા અને અરેરે, આવી વખત આવી પડી. હું પણ હવે ઘેર જાઉછું. ઝટ પાણી ભરી ખબર પુછવા જાઊ.

બન્ને જુદાં પડ્યાં.

**મણી**—પોતાના સ્વામીને જાગૃત કરી દાતણપાણી કરાવી આસનાવાસના કરે છે.

**મણી**—સ્વામીનાથ જરાક દુધતો ઉતારો.

**ગવરીનાથ**—મ-મારાથી ગ-ગરે ઊતરતું નથી.

**ચપળા**—કેમ બેન મણી મારા ભાઇને કંઇ દવાનો ગુણ ના લાગ્યો કે શું?

**મણી**—આવો બેહેન ગુણ શું લાગે હવે તો ભુંડો શ્વાસ પણ થયો છે.

**ચપળા**—રામ રામ રામ ઇશ્વર તેમનું ભલુ કરો.

**કુબેરદાસ**
**વીઠ્ઠળદાસ**
**હરજીભાઇ**
**ઉમાશંકર** } ભાઇ ગવરીનાથ હમે તમારી ખબર જોવા આવ્યા છીએ. જરા આંખ ઉઘાડો હમને ઓળખો છો?' શું કરીએ કાંઇ દુઃખ લેવાતું નથી હમારો ' જીવ બળે છે, પણ શું કરીએ, ઇશ્વરનું સ્મરણ કરો, '

જંજાલમાં જીવ રાખશો નહી. સહુ સારૂ છે ને તમારે લીલી વાડીછે.

**ગવરીનાથ**—પધારો–બાપા–પધારો. હું–હું આ છોકરો તમારે હું ખોળે મુ–કુ મુકુ છું. દીકરી તમા–રી છે. હે હે. હે સારૂ ઠે. ઠેકાણું જોજો. કન્યાદા–દાન અપાવજો–હું તમારાં છોકરાં–હે. ના બરાબર–હે. આ આ છોકરાંને ગણજો.

**કુટેલદાસ**—બાપ્ર કરી હરકત રાખશો નહી આ જીવમાં જીવ છે ત્યાં સુધી તમારાં તથા મારાં છોકરાં વચ્ચે અંતર રાખુતો લ્યો મારૂ સાત પેઢીનું વચન છે.

**વિદુષક**—વાહરે કુટેલદાસ કુહાડીના ધરાગ તારા જીવમાં જીવ છે ત્યાં સુધી કે ગવરીનાથના જીવમાં જીવછે ત્યાં લગી પાળવાનું વચન આપ્યું. મને તો આશાજ છે કે તારા નામ પ્રમાણે વચન પાળીશ.

**ગવરીનાથ**—( જમણો હાથ લાંબો કરી ) વચન માગ્યું. (કુટેલદાસે વચન આપ્યું. થોડીવારમાં શ્વાસ બંધ પડયોને પસીનો વળી આંખો ફરી ગઇ. અરેરેરે. બીચારો ગવરીનાથ આ જુઠી માયાના ફાંસામાંથી મુક્ત થઇ. શ્રી ઇષ્ટદેવના શર્ણ ગયો—મર્ણ ક્રીયા કરી સર્વે જુદાં પડયાં.

**મણી**—આવો બેહેન રાધાગવરી નાનો ક્યાં છે.

**રાધાગવરી**—હા બેન. નાનાને સુવાડી આપડો ગોવીંદ ત્યાં રમતો હતો તેને હીંચોળવાનું કહી આવી છું.

**મણી**—બેહેન, રંડાપો મારા કર્મમાં લખાવી આવી હઇશ. પ્રભુ હવે કેમ થશે. પણ બેહેન રાધાગવરી તમે તો કેસરગઢ જતાં તે ક્યારે જશો. તમે છો ત્યાં સુધી મને દીલાસો આ- આપો છો.

**રાધાગ**—મારા સ્વામીની બદલીનો બીજો મેહેતાજી આજ આવવાનો છે. તે આવેથી ઘણું કરી કાલ અથવા પ્રમન દાહાડે જઇશું બેહેન તમારો સહવાસ ફક્ત ચાર મહીના ભેગો રહેવાથી તમારી સુખુદ્ધી મને હમેશ યાદ આવ્યા કરશે બેહેન રડવા કુટવાનો રીવાજ ઓછો રાખજો નહીતો બાળબચ્ચાંની સંભાળ કોણ રાખશે.

**મણી**—બેહેન મારા દુખનો પાર રહ્યો નથી. મારા પેટ બે દીકરા તથા બે દીકરીઓ છે. તેમાં મોટો દીકરો ગોપીનાથ હાલ સાત વરસની ઉંમરનો છે તથા નાનો ગીરજો ત્રણ વરસનો છે, દીકરી હીરા તો અગીઆર વરસની છે. અને મોતી પાંચ વરસની છે હવે આ ઓહોળા કુટુંબનું ભરણપોષણ માહારે દયણાં દળી પુરૂ કરવું પડશે. જ્યા સુધી ગોપીનાથ મોટો રળતો કમાતો થાય ત્યાં સુધી દુર્દશા છે.

**રાધાગ**—અરે દયણાં કેમ–મારાભાઇ ગવરીનાથ તો સાંભળવા મેળે સારૂ રળતા કમાતા હતા ને.

**મણી**—હા. બેહેન તે રળતા કમાતા હતા પણ જ્યારે હમે જુદાં રહ્યાં ત્યારે ત્રણ હજાર રૂપૈઆ મારા દીઓરોને પરણાવતાં તથા મારાં સાસુ સસરાનું કારજપાણી કરતાં થએલા ખર્ચના દેવા ભાગ આવેલા એટલે દેવું વાળી રહ્યા. ને કરકસર કરી ખર્ચ કાઢતાં રૂ ૫૦૦) નો બચાવ કરેલો એટલામાં તો રોગ શરૂ થવાથી ત્રણ વરસ માંદા ખાટલાવસ રહેવાથી ઉપજ મટી ને વસ્તારી માટે ખર્ચ કાયમ રહેવાથી. હવે મારા ઘરેણા શીવાય મારી પાસે કંઇ ઝાઝુ રહેલું નથી.

**રાધાગ**—ઓહોહો આતો મહા વિપત્તી પણ બેહેન કહોની

તમારી ન્યાતના ધારા પ્રમાણે વરો કરવાની પણ વીપત્તીતો હશેજને?

**મણી**—હા બેહેન, એ દુઃખથી મને કશુ સુજતું નથી એક દુઃખ ઇશ્વરે મુકયું જે રંડાપો આવ્યો ને બીજુ ન્યાત વરાગાં મારૂ ઘરેણું મુકવું પડશે.

**રાધાગ**—ત્યારે તમે ન્યાતના આગેવાનોને બોલાવરાવી તમારા દુખથી વાકેફ કરાવોનાં કે છોકરા મોટા થશે ત્યારે ન્યાતો કરશે.

**મણી**—બેહેન ન્યાતના માણસો મારો સ્વામી ગુજર્યા તેજ રોજ મારા ત્યાં બેસવા આવ્યા હતા. તેમાંના કેટલાક કહેતા હતા કે આ બાઇને મહા દુઃખ આવ્યું. ઘરમાં ખાવાનો આધાર નથી ને ન્યાત કયાંથી કરશે. છોકરાંનું પાલણપોષણ શી રીતે કરશે પણ બીજા જુના માણસો કહેવા લાગ્યા કે–પ્રભુ–પ્રભુ શું કરીએ. કંઇ ન્યાત કર્યા શીવાય છુટકો છે.

**રાધાગ**—ઓહો, આ આગેવાનોને કયારે ઇશ્વર સારી બુદ્ધી આપશે. અને ગરીબ ગરબાની વાહારે પ્રભુ કયારે ચડશે.

**મણી**—વળી બેહેન આ મોટી દીકરી હીરાને અગીઆર વરસ થવા આવ્યાં એટલે તેને પરણાવવાની વખત પણ નજીક આવી વળી આ મોટો દીકરો ગોપીનાથ તેને જનોઇ પણ હોણ સાલ જ દેવી પડશે. તે ન્યાતો કરવામાં મારૂ ઘર પણ કોઇને ત્યાં આપવું પડશે. અરેરે ફકીરી લેવા જેવો વખત આવ્યો છે. છોકરાં નાનાંનું કેવી રીતે પોષણ કરી ઊછેરવાં.

**રાધાગગરી**—બેહેન તમારા દુખની વાત સાંભળી મારૂ હૃદય ફાટી જાય છે. અરે આપણે શું કરીએ જેના આગુ આંધા હેનું કુવામાં એ કહેવત સાચી છે. નિર્દય પંચના આગેવાનો

શું—નહી સમજતા હોય કે આનાં ગરીબ ગરબાંને તેમનો આગ્રહ વશ કરવા હોય તો પણ સમઝાવી વશ કરવા ના કહેતા નથી.

**મણી**—અરે બેહેન આ પેટ બળ્યું કે લુંદો ખાઇ આવ્યાં ત્યારેજ આ વખત આવ્યો. પણ અરે ન્યાત વહેવાર રાખીએ નહીં તો કોઇ કંન્યા આપે અથવા લે નહી. તેવો હાલના આગેવાનોનો નીયમ છે કહેશે કે તેને એકઢાને કોણ આપ લે કરે, વળી બેહેન માહારે ત્રીજુ દુઃખ છે તે તમે જાણો છો?

**રાધાગ**—અરેરે તમારૂ દુઃખ સાંભળીને મારી છાતી ભરાઇ આવી છે. પણ કહોની પછી માહારે ઘેર જવુંછે નાનો રોતો હશે.

**મણી**—હું મારૂ ઘરેણું ઘર વેચી ન્યાત કરવા પરીશ્રમ કરીશ. પણ અહીં તો એવો રીવાજ છે કે ન્યાત કરવી હોય તો ન્યાતની રજા માગવી. તે પ્રમાણે મારા સ્વામીને ગુજરી ગએ આઠ દહાડા થએ પંચને બોલાવીશ તોપણ બારમે તેરમે તો ન્યાત ભાગ્યેજ થાય, કારણ મરનાર કદાપી કોઇ ન્યાતના માણસને જીવતે ખરૂ ખોટુ બોલી ગયા હશે, તો તેનાં વેર ચોપડામાં પાંને લખી રાખેલાં હશે તેથી કોઇ કાંઇ કોઇ કાંઇ વાંધા કહાડી યા બીજા પાસે કઢાવી બારમુ કેતું રઝળાવ્યું, તેમ કહેવડાવવા બારમા પછી બે ત્રણ દહાડે ન્યાત થશે તે પણ આગેવાનો સુધારે તેવી ઇશ્વર તેમને બુદ્ધી આપે માટે શ્રી અંબીકાની બાધા રાખવી પડશે.

**રાધાગ**—ઓહોહો! હે નીર્દય માણસો તમારે ઇશ્વરને ઘેર જવાબ દેવો નહી પડે! શું કલીયુગ બરોબર આવ્યો કે—દયાનો નાશ થવા લાગ્યો. વેર એશું અને કદાપી મરદ સાગે વેર હોયતો મરદથીજ વાળવું. મરદના પછી બૈરાં છોકરાંથી વેર વાળવું તેતો મરદનું કામ કહેવાયજ નહી.

**વીદુષક**—અરે! અનીતીથી ચાલનાર આગેવાનોને મરદ કહે તેતો નફટ કહેવાય. પણ નામરદ (હીજડા) કહેવામાં વાંધો નહી.

**રાધાગવરી**—પણ બેહન હીંમત હારશો નહી. વસ્તારી છો કાલ છોકરા મોટા થશે ને સહુ સારાં વાનાં થશે, હવે મને રજા આપો હું જાઊં છું.

**મણી**—હા. બેહેન જાઓ. પણ કોઇ દીવસ મુજ ગરીબની ખબર લેવા દર્શન આપજો બલા મને કંગાળને વાત કરવાની વિશ્રાંતી મળશે. (એટલામાં)

**ગીરજો**—મા–મા–મારી માંમી કાંણ કરવા આવે છે.

**મણી**—જા–બા આપણાં સગાં વહાલાં બૈરાંને બોલાવી આવ્ય

**રાધાગવરી**—(જાઊં છું. એ છાતી–કુટણ આવ્યું અરે ન્યાતના રીવાજો— (જાયછે)

થોડીવારમાં મણીનાં સગાં વહાલાંનાં બૈરાં આવ્યાં ને સામે કાંણે (રોવા) આવનાર બૈરાંએ રડાકુટ કરી મેલી મણીની છાતીમાંથી કુટવાના લીધે લોહીની છીદરીઓ ઊડવા લાગી. ત્યારે કુટવું બંધ કર્યું. રોવાકુટવાનું કામ પુરૂ થયા બાદ સૌ બૈરાં પોતપોતાના ઘેર ગયાં. મણી બહુ રડાકુટથી બેભાન થઇ પડી–બે ચાર દહાડે જરાક આરામ થવાથી–પોતાના દીકરા ગોપીનાથ ને ન્યાતના માણસો ભેગા કરવા બોલાવા મોકલ્યો. તેથી પંચના આગેવાન–ભેગા થયા ને પંચાત શરૂ થઇ—

**મણી**—આ સર્વે પંચવાળા તમે બારણે પધાર્યા છો હું અંદી (ઘરમાં) રહે રહે તમને અરજ ગુજારૂ છું તે દયા કરી નીધામાં લ્યો, કે મારા સ્વામી ગુજરી ગયા છે તેમના પછવાડે હું જે

મને ગેર કોદરા મળે તે હું ન્યાતને રજુ કરૂ છું તો સર્વે ભાઇઓ સંપ કરી ભેગા બેસી જમી મારા ધણીનું કારજ સુધારો. સુધારવું તથા જશ અપજસ આપવો આપના હાથમાં છે એટલી મારી ગરીબની પ્રાર્થના છે—

કુટેલદાસ—(પ્રથમ કરી રાખેલા સંકેત મુજબ) બોલો ભાઇ, ચડથડવાર—વીકાળદાસ—હાજીભાઇ—દગાશંકર—અનીતીદાસ—ટંટાશંકર—જુઠાલાલ—તમે બધા મળી બેહેનને ઊત્તર કહો.

હાજીભાઇ—હા. બાપાએ બરોબર કહ્યું. બોલોભાઇ.

અનીતીદાસ—બોલો ભાઇ વિકાળદાસ.

વિકાળદાસ—હું શું બોલું. આ અનીતીદાસ—ટંટાશંકર—જુઠાલાલ તમો બધા છો ને હુંજ છું. તમે કહેશો તે સવાવીસ.

હાજીભાઇ—હા, તે વાત ખરી.

જુઠાલાલ—ભાઇ બકબક કરી મુક્યા વના કહો આપણા ઓર પીતુરીશંકરને કે તે પંચનો ગોર માટે પંચની વતી ઉત્તર દેશે.

કુટેલદાસ—હાથ લાંબા કરી બલ્યા બધાએ ગોવાળીઆ જે વાછો, છાંના રહો બીજા બધા પંચવાળાઓને બેસવા દો. ઉઠો આપણ સાતે આગેવાનો એકાંતમાં જઇ વાચાર કરીએ. (ઉઠી એકાંતમાં ગયા)

વિકાળદાસ—બાપા, અમૃતલાલ—કેસવલાલ લાભશંકર એ-માંના કોઇને બોલાવશું કે.

કુટેલદાસ—બેસબેસ રાવળીઆ બોલ્યા કે ફલાણાને બોલા-વો—ઢેંકણાને બોલાવો, એનો સુધરેલી ટોળીના કહેવાય એમને તો ભેગા ભળવા દેવાજ નહીં. ને ઉતારી પાડવા, ગધેડા જેવડો થયો પણ સમજતો નથી.

વિઠ્ઠળદાસ—ભલે બાપા, ખરૂ કહોછો.

હાજીભાઇ—હા, ખરીવાત. એમજ

ઢગાશંકર—બાપા હવે મણીને તમે કહો તેવો જવાબ દેઇએ.

ફુટેલદાસ—મારે ત્યાં પંચનો ચોપડો છે તેમાં મેં ગવરી-નાથના વડીલોમાં એક ડોશી નીર્વંશી મરી ગએલી તેની કારજની નાત બાકી ઊતારી રાખી છે. માટે તે ચોપડો મંગાવી તે બાકીની નાત કરે તો આ કારજ થવા દેવું નહીં તો રખડાવવું.

હ.જીભાઇ—હા ખરી વાત.

(એમ વીચાર કરી આવી બધા બેઠા હતા ત્યાં આવી બેઠા)

ટંટાશંકર—ગોર ફીતુરીશંકર જાઓ બાપાના ઘેરથી પંચ-ના હીસાબનો ચોપડો લેઇ આવો.

ફીતુરીશંકર-હા જાઊંછું પણ બાપા કહોની ચોપડો ક્યાં હશે.

ફુટેલદાસ—સાંભળો ભાઇ સાંભળો બધા બકબક મુકો—આ પંચનો ચોપડો બધા ભાઇ મંગાવે છે માટે ગોરને મોકલું છું. જા ગોર ફીતુરીશંકર મારા નવા ઘરે જઇ, ત્રીજે માળ મજુસોની સેં-નના જોડે છત્રપલગોના પેલી તરફ મખમલની તળાઇઓની મુળી-ઓ બાંધેલી છે, તેના થડમાં પંદર પેટીઓ ઘરેણાંની છે, ને સહુ ની વચેની સોળમી પેટી જેના ઉપર સાદો ગલેફ ચડાવેલો છે, તેની આ કુંચી લેઇ જા, ને પેટી ઉઘાડી ચોપડો લેઇ પાછી પેટી વાસી વેહેલો આવજે મારા બત્રીજાને પાસે રાખી મેડા ઉપર ચડી, તેના હાથે તાળુ ઊઘડાવી પાછુ બંધ કરાવજે—જા. ઝટ જા. પંચ ખોટી થાયછે.

ફીતુરીશંકર—આ દોડયો બાપા ઝટવારમાં આવું છું.

વીદુષક—વાહરે ફુટેલદાસ, નાયક નાયકના જેવી બનાઇ જ-

જવી તમારી માલ મીલકતને ગ્રહસ્થાઇ પંચને બતાવી આપી.

(થોડી વારમાં ચોપડી લેઇ શીતુરીશંકર આવ્યો).

**શીતુરીશંકર**—બાપા લ્યો ચોપડો, આપના ભત્રીજા ચોરશંકરને પાસેજ પેટી ઉઘડાવી વસાવી હતી.

**કુટેલદાસ**—લ્યો ભાઇ સરવે પંચ આ ચોપડો જુઓ કેમ મંગાવ્યો છે આપણે તો પંચના દાસ પંચ હુકમ કરે તે માથે ચડાવવાના.

**વિકાળદાસ**—લાવો મારી પાસે ચોપડો.

(ચોપડામાં બાકી નાતેની તારીજ હતી તે શોધી કહાડી. કુટેલદાસે નવા લખેલા અક્ષરો શોધી કહાડી) કહયું કે ભાઇ આ મણીના કુટુંબમાં એક ન્યાત બાકી છે. તે બધા વાંચી જુઓ.

**મણી**—હાય, હાય મારી પાસે બાકી નાત શેની હું કાંઇ જાણુતી નથી. મારાં સાસુ સસરો તથા મારા સ્વામી કહેતા કે આપણે પંચનું કશુ કાંઇ પણ દેવું નથી. અરેરે, હાય, આશો કોપ.

**દગાશંકર**—અરે મણી ભાભી એ શું બોલ્યાં આ વૃદ્ધ અને આ ચાર દેશમાં પ્રસીધ સૌ એમને પુછીને પાણી પીએ એવા કુટેલદાસ કાકાના ત્યાં આપણો હીસાબ રહે છે તેમાં કુટેલદાસ કાકા કે આ પંચ એમાં કોઇની તરફથી ગરબડ થાય નહીં.

**હાજીભાઇ**—હા ખરી વાત.

**મણી**—હુ ગરીબ રાંડીરાંડ છું. તમે જાણો ને આપણો ઇષ્ટ દેવ જાણે. ભલે ત્યારે બાકી ન્યાત હશે તે મારા છોકરા મોટા થએ કરશે પણ હાલ મારા કર્મ નસીબે આ આવેલા કારજની ન્યાત જમવા દયા કરો.

**વિક્રાળદાસ**—આપણી ન્યાતમાં એવો ઠરાવ કર્યો છે કે જેની પાસે ન્યાત બાકી હોય તેને ઘેર નવીન પ્રકારની કાંઇ ન્યાત આવે તો પહેલી નાત જમ્યા બાદ બીજી નાત જમવી માટે જુની ન્યાત કર્યા શીવાય તમારે ત્યાં નાત થશે નહી.

**મણી**—હાલ મારૂ ગજુ નથી.

**કુંટલદાસ**—ઉઠો હ્યા. કેમ માકડાં બેસી રહ્યા છો. મોમાં આંગળી ઘાલી કોણ બેસી રહયું છે, ઉઠો ઘેર.

**વિદુષક**—વાહરે મદારી સાહેબ. અચ્છાં માંકડાં રમાડો છો

(આગેવાન ટોળીના માણુસો ચાલતા થયા)

**અમ્રતલાલ**—ભાઇ કેસવલાલ. આ શું કરી આગેવાનો ચાલતા થયા. ભાઇ જરાક આપણે બોલવું જોઇએ. તરછટ. અનીતી થાય તે જોઇ રહીએ તો આપણુને પણ છાંટાતો ઉડશેજ.

**કેસવલાલ**—ભાઇ કોઇ સાંભળસેતો કુટેલદાસને કહી દેશે તો આપણા બોગ મલશે ચાલો હીંડતા એકાંતમાં વાતો કરીશું.

**લાભસંકર**—અરે તમે સાંભળો આંપણાંમાં ઘેર રહેનાર ફક્ત થોડાજ છીએ. અને એ અનીતીના કરનાર ઝાઝુ ઘેર રહેનાર હવે આપણે પરદેશ ઝાઝુ રહેવું કદાપી તેમની મરજી વિરૂદ્ધ બોલી એતો સર્વેનો આગેવાન કુટેલદાસ ભારે પૈસાદાર ભારે રાજ્યમાવસીલા વાળો ન્યાતમાં ચારે દેશ વાલાઓમાં તેની ઉંડો ભેદ સમજ્યા સીવાય પેંક બંધાઇ ગઇ છે. અને વળી યજમાન વર્ગ જે આપણે છે તેમાં પણ આપણા યજમાનો ના ત્યાંથી આપણો પગ બંધ કરાવી શકે. માટે હવે તે જેમ કરે તેમ સાંભળવું પડસે.

**દયાસંકર શંભુરામ**—એ બધુએ ખરૂ પણ હમેતો બાર

હવે ભેગા થઇસુ તો કહીસું કે તમે ગેર વ્યાજબી કરોછો.

( સર્વે જુદા પડયા )

મણી—( મનમાં અરે પ્રભુ હવે સું કરૂ. મારૂ ઘરેણું. રૂ ૫૦૦) નુ છે તે ત્યા છોકરાં છૈયાંનું વીગેરે મળી કુલ રૂ ૭૦૦) નું ઘરેણું છે તે મુકી બે ન્યાતો થોડા ખર્ચમાં આપ્યા શિવાય બારસુ રઝળાવશે માટે લાવ ગામમાં જઇ ઘરેણું મુકી આવું.

મણી—ભાઇ વીકાલદાસ. તમે વેપાર કરોછો માટે અમારૂ ઘરેણું રાખી. રૂપીઆ આપશો.

વીકાલદાસ—હુ કુટેલદાસ કાકાને પુછીઆવું બેસો. (કુટેલદાસના ત્યા જઇ. કુટેલદાસને કહેકે બાપા મણીનું ઘરેણું હું રાખું તમોને પુછવા આવ્યો છું )

કુટેલદાસ—અલ્યા તારો દન ઉઠયો કે સું. મારૂ તેની પાસે એકસઠ વરસ ઉપરનું લેણું છે ને મારા વિના ઘરેણું બીજુ કોણ રાખનાર છે બધાંને તો મેં ચેતાવ્યા છે પણ તને નહી સાંભળતું હોય ખરાકે.

વીકાલદાસ—ના કાકા હુ ભુલી ગયો હોઇશ હું ઘરેણું નહી રાખું હું જાઉં છું મણીભાભી મારે ઘેર બેઠાં છે તેમને કહી દઉ કે બાપા કુટેલદાસને ત્યાં જાઓ.

કુટેલદાસ—ઠીક જા. આવજે. પંચની પટલાઇમાં બાર ભ-ણીને પચીસ પચાસ રૂપૈઆ ખવડાવું છું તેનો બદલો આપી આ ખેલ મારા હાથથી જવા દેઇસ નહી.

વિકાલદાસ—ઠીક બાપા બેસો મને કાંઇ કહેવું નહી પડે ( થોડી વારમાં ઘેર આવી) મણીને કહે છે કે ભાભી તમારી પાસે

જુનુ લેણું કુટેલદાસકાકાનુ છે તેમના વિના બીજું કાઇ આપને આપસે નહી માટે ત્યાં જાઓ હું નહી આપું.

મણી—બેસો મારા બાપ. લેણું દેણું મારે તેમના ઘેરથી છેજ નહી. અને એ શું બોલ્યા. ચોખી ના કહોને આડુ દોઢુ સીદ બતાવો છો. મણી પોતાના ઘેર આવી આખા ગામમાં તપાસ કરી પુછી જોયુ તો કુટેલદાસની ધાકથી કોઇએ નાણા આપવા ના કહ્યાથી તેમ ગવરીનાથને દસ દહાડા થઇ જવાથી નીરાસ થઈ છેવટ કુટેલદાસને ત્યાં જઇને કહે છે.

મણી—બાપા હવે આપે આપેલું વચન પાળોને આ ઘરેણું રાખી રૂપૈઆ આપી બંને ન્યાતો જમાડો

કુટેલદાસ—ભલે. કોઇ તીરાહીતને બોલાવો આપણો હીસાબ કરીએ. મણી હીસાબ શેનો હું કાંઇ જાણુતી નથીને

કુટેલદાસ—સું દેવાળીએણુ એટલામાં થઇ બેઠી કે આજ સુધીતો ગવરીનાથ કહે કે સવડ કરી નાણાં ચુકાવી આપુ છું અને આ સું બોલે છે.

મણી—(જંખવાણી પડી વીચાર કરે છે કે સું કરૂ કાંઈ ઉપાય નથી. રાજ્યથી. ઇનસાફ કુટેલદાસ વસીલદાર જબરો હોવાથી ઊલટો ન્યાય મલશે ખેર અંદર અંદર કરવુ યોગ્ય છે તેમ ધારી) કહે કે બાપા. તીરાઇત બોલાવી હીસાબ કહાડો.

કુટેલદાસ—અલ્યા કોણ છે મેડી નીચે કોઇ છે કે

ફીતુરીશંકર—એ બાપા હું આપનો ગોર હાજર છું

કુટેલદાસ—જા વીકાલદાસ, હાજીભાઇ અનીતીદાસ એઓને ઝટ બોલાવી લાવ્ય.

( થોડી વારમાં બોલાવી લાવ્યો )

**કુટેલદાસ**—લ્યો વીકાલદાસ આ હીસાબ ઉપરથી બ્યાજ મ ણી નકી કરો. ફક્ત રૂ ૨-૪-૦ સવા બેનો ગોળ ગવરીનાથના બાપની મા પરણ્યા હશે ત્યારે વાયણામાં લીધાનું લખેલું છે તેનું બ્યાજ ગણી આંકડો નકકી કરો.

**વીકાલદાસ**—(હીસાબે ગણી) મણીબાળી બ્યાજ સાથે રૂપૈ- આ દોઢસોના આસરે થાય છે પાંચ રૂપૈઆ છુટ મુંકી રૂ. ૧૪૫) બાકી કાહાડયા છે ને તમારી સહી તથા બીજી સાક્ષીઓ કરાવી છે કહો હવે કેમ કરવું છે.

**મણી**—આશ્ચર્યતાથી અતીદુખ ઘેરાઇ ભોય ઉપર પડી બે ભાન થઇ ઉંડો નીસાસો નાખી જરા ભાન આવે કહે કે. ઓ બાપ ઓ બાપ. અરેરે. આ સો જુલમ. મારા બાપે મને કુવામાં કાં નાખી નહી.

**કુટેલદાસ**—બાપુ તારે ઢોંગ કરવા હોય તો તારે ઘેર જઇ ઢોંગ કર નહી તો હું તો દીવાની કોરટ દસ દહાડામાં બતાવીશ. તું જાણે છે કે નાતમાં. રાજ્યમાં. વેપારીઓમાં. ગામમાં. હું. હું. હું. જે કરૂ તે ખરૂં.

**મણી**—બાપા એ બાપા હું તમારી દીકરી છુ. મારા ઉપર ક્રોધ સીદ કરોં છો (ઊભી થઇ પોતાનુ તમામ ઘરેણું. કુટેલદાસના પગે મુકી.)જેમ આપને ઇશ્વર બુદ્ધિ આપે તેમકરો આપનું કલ્યાણથશે

**કુટેલદાસ**—વીકાલદાસ આ નામામાં રૂ. ૧૫૦) જમે કરોને રૂ. ૫૫૦) નું ખર્ચ હું મણીને આપીશ.

**વિદુરશાહ**—અરે અનીતીના સમુદ્ર આવા કલ્યથી ભેગો કરેલો

કામ કેવા કામમાં વાપરીશ. મને તો એમ લાગે છે કે. તારૂ નાક કાપી લાવ પણ પેલા સંગીન ચાની પટામાંથી ફરે છે તેમનો ભવ રહે છે ઠીક હું તો સુ અલ્પમાણી કરૂ પણ ઇશ્વર તને શીક્ષા તો કરશેજ.

મણી—પણ પીતા તુલ્ય. શ્રીજી. સાડાપાંચસેં રૂપૈઆમાં એ નાતો થતા કઇ અવેજ વધશે કે.

કુટેલદાસ—(કાનમાં) બંને રૂ ૫૦ પચાસ મને પાઘડીના આ પેતો તારી એ નાત્ય બંધ રખાવું.

મણી—બાપા ભલે તેમ કરો.

કુટેલદાસ—વીકાલદાસ હાડાં મણી પાસે પાછલી નાત કરવવાનું તમે તથા હાજીભાઇ. અનીતીદાસ મળી બંધ રખાવજો તમને રૂપૈઆ પાંચ પાંચ મણી પાસે પાઘડીના અપાવરાવીસ.

વીકાલદાસ
હાજીભાઇ
અનીતીદાસ — ભલે બાપા અમે આપના છોકરાંજ છીઅને. તેવા રૂપમાં નાતના માણસો બધા ભેગા થશે ત્યારે બોલીશું.

કુટેલદાસ—ભલે જાઓ સાંજરે ભેગા થઇશું તમારા ત્રણે જણના રૂપૈઆ પંદર મારામાં આવ્યા.

( ત્રણે તીરાહીત ઘેર ગયા )

કુટેલદાસ—મણી પચાસ રૂપૈઆ મારા તથા પંદર રૂપૈઆ પેલા ત્રણેના મળી રૂપૈઆ પાંસઠ કાપી રૂ ૪૮૫ નો સર સામાન આપીસ સુખેથી ઘેર જઈ પંચ ભેગુ કરાવ.

મણી—ઠીક બાપા તમારૂ ઇશ્વર સારૂ કરશે.

વિદુષક—સારૂ તો સ્વપ્ને પણ ખોટુ કરશે એમ બોલ (મણી

ઘેર. ગઇ આખી નાતમાં પોતાના છોકરા. ગોપીનાથને ગોળાવવા મોકલે ન્યાતના માણસો ભેગા થયા. અને દગાસંકર. જુઠાલાલ. વીગેરેને પ્રથમનું વેર ગવરીનાથ સાથે હોવાથી. ન્યાત પંદર દહાડા કરવા. રજા આપી. તે પણ રસોઇ લુટાઇ. કજીઆ થયા જેમાં ફોજદારીમા ફરીઆદો થાય તેવા પણ બનાવ બન્યા. આવા ન્યાતના શુખમાં મામુલ ગરેણુ વેચી ન્યાત વરા કરી ન્યાતમાં રહેવું પડ્યું અફસોસ. અફશોસ. આવા કુકરમી આગેવાન કોઇ જગ્યાએ હોયતો કળીયુગ પુરે પુરે વ્યાપી ચુક્યો ખરોજ

મણી—(મનમાં) અરે પ્રભુ આ દીકરી હીરાને અગીઆરમુ વરસ બેઠું ને કન્યાકાળ વીતી જશે માટે કેમ કરવું. ઘરેણું કારજના ખર્ચમાં ગયું અને ઘર ગોપીનાથને જનોઇ દીધુ ત્યારે ગીરવી કુટેલદાસને ત્યાં મુકવું પડયું હવે. છોકરાને ભણાવવાનું બધ પાડી મુંબાઇ મોકલવો પડશે અરેરે તેનો પણ વિદ્યા અભ્યાસ વીના જનમારો બગડશે. માટે હવે તો કુવામાં દેખાતી આંખે પડયા જેવું કરી કુટેલદાસને ત્યા સવાય દોઢા લખીઆપી. રૂપૈઆ કાઢી ન્યાત કરવી પડસે. શીવાય કંન્યાદાનમાં ખર્ચ. કંકુને કન્યા જેવું કરીશ વધારે ખર્ચ નહી કરૂ પણ. હાય. હાય. અરે પેટ બળ્યું ને આ ન્યાતના રીવાજ બળ્યા.

વિદુશક—બાઇ તારી આંતરડી બળે છે પણ તેવાં કૃત્ય કરનાર હાલતો સુખે હશે તો ભલે પણ તેમને છાંટા ઉડયા વીના રહેસે નહી.

ગીરજો—બા બા આપડે ઘેર કુટેલકાકો આવે છે.

મણી—અરે. હજુ મારે પનોતી ઉતરી નહી હોય માટે આ કુટેલદાસ મારો કેડો મુકતો નથી (પ્રસિધ પણે) ગીરજા. ગોપીનાથ.

ક્યાં ગયો કાકા પધાર્યાછે બીજાનું નાખી. ગોદડાનો ટકીઓ નાખી આપ.

ગિરજો—હા નાખીઆપુંછું બા.

કુટેલદાસ—ગાદી તકીઆ ઉપર બેસતાં. ભાઇ વીકાળદાસ તમે કહો મણીને બધા સમાચાર.

વિકાળદાસ—મણીભાભી તમારી દીકરી હીરાનો વિવાહ શંભુરામના દીકરા વેરે કર્યાનુ લોક વાતો કરે છે પણ ગવરીનાથે કુટેલબાપાને પુછ્યા વિના ને વીવાહ કરેલો માટે ને વાત બધ બે સસે નહી પણ જો કીકાભાઇનો દીકરો લબાડીદાસ છે તેના વેરે કરસો તો પંચ તમારા ઘર ઉપર ખુશી રહેસે વળી કીકાભાઇએ સારાં સારાં ખર્ચ કરેલાં છે એટલે તે તમારા ઘરના બરોબરીઆ કહેવાય સંભુરામ. કોરો તમારાથી ઉતરતો કહેવાય કારણ કે તેણે કાંઇ સારાં ખર્ચ કર્યા નથી જો આ કહ્યુ કરસો તો તમારાં છોકરાંને કન્યા મલતા વાર લાગશે નહી.

મણી—અરે હવે શો જવાબ દેઉ જો ના કહું છું તો મારૂ વેર રાખી. વરા બગાડી આપશે તથા દીકરા કુવારા રખાવશે. વળી ખરી ખોટી ભુલો કહાડી નાત બહાર મુકાવશે. અરેરે ઇશ્વર આ કુટેલદાસને હવે તારી હજુરમાં બોલાવી લે. મારી પક્ષ કરનાર તારા શીવાય બીજુ કોઇ નથી (પ્રસીધપણે) ભાઇ આ કુટેલદાસકાકા ના હમે છોકરાં છીએ. મરનારને વચન આપ્યુ હતું. તે મુજબ આ દીકરીને. સારે ઠેકાણે કન્યાદાન આપી સુખી થાય તેમ કરવું છે આપ વદ્ધ છો. માટે જેમ કહેસે તેમ સુખે દુખે મહારે કરવું પડસે. પણ કીકાભાઇનો દીકરો લબાડીદાસ કેટલી ઉમરનોછે તે મેં દીઠો નથી ને તેમણે કંઇ વાંધા અભ્યાસ કર્યો છે કે કેમ.

કુટેલદાસ—અરે આખી નાતમાં સરકારમાં જ્યાં હોય ત્યાં મારૂ કર્યું થાય ને તમે મારાથી વધારે ડાહ્યાં કે તમારે જાણવાની જરૂર શું કહો છો ઝટ કરો.

મણી—ભલે બાપા તમારી ધ્યાન પહોંચે ને તમને આસીષ દે તેવું કરજો. આપણે તેના ઘરની પાઇ પણ હરામ છે.

કુટેલદાસ—ત્યારે ફાગણ સુદી ૨ નું શુભ મુહુર્ત છે ને પંદર દીવસ વચમાં છે તે દહાડે પરણાવી દેજો.

મણી—બાપા મારે હાલ સગવડ નથી.

કુટેલદાસ—જો નાતમાં રહેવું હોય તો મારે ત્યાં આવજો. હું દોઢા કરીને રૂપૈઆ આપીશ ને મોટા છોકરાને મુંબાઇ મોકલજો કે બે વરસમાં રૂપીઆ ભરી દેશે. વ્યાજનો ગારો રહેશે તે વળી બાર મહીના પછી આપશે તો હરકત નથી.

એમ કરી બંને ચાલતા થયા.

મણી—(મનમાં) અરે મારી દીકરી અગીઆર વરસની થવા આવી ને ફીકાભાઇનો દીકરો સાનેક વરસની ઉંમરનો છે. માટે કજોડુ થશે હાય હાય. જો ના કહું છું તો આ ચંડાળચોકડી મારા દીકરાઓને કુંવારા રાખશે, અને મારી દીકરીઓ બીજાઓના ત્યાં આપવા દેશે નહી. ખેર દીકરા કુંવારા રહેશે ને નખ્ખોદ જશે તો પણ અરે-હાય-આ દીકરીઓ મોટા શેહેરમાં આપવાની તો મારી સત્તા નથી કારણ કે શેહેરીઓ તો ચાલ્લાની રકમ માગે છે અરે શો ઉપાય કરૂ વળી ગામડાંમાં તો તેનો કરણો ચાલે છે માટે ક્યાંઇ સાટાં કરી દેશે. અને મારા ધારવા પ્રમાણે આપવા દેશે નહીં હર-હર-હર પ્રભુ તું સહાય થજે ને આ ચંડાળચોકડીના પં-

ચના આગેવાનોને સારી બુદ્ધી આપજે—

(ઉપર મુજબ વીલાપ કરતી છેવટે કશુ ન સુજવાથી પરણાવવાનો વીચાર કાયમ રાખી લગ્ન પ્રસંગનું કામકાજ કરવા લાગી)

કીકાભાઇ—(મનમાં) અરે પ્રભુ આપણી ન્યાતના આગેવાન કુટેલદાસ જેવો કોઇ નીર્દય નથી. જ્યાં ત્યાંથી મારા દીકરાનો વીવાહ થતો તોડી પાડે છે. વળી પાંચ પૈસાની આશા રાખતો હોય તેમ જણાય છે. આ વખતમાં જેને ઘણાં સગાં હોય તેમ હામ દામને કામ હોય તે ધારે તે કરી શકે. પણ દયા તથા નીતી સીવાય તે છાજે નહીં પણ આ કળીકાળમાં કેટલાક અધર્મીઓને સારૂ દેખાય છે-અરે પણ કેમ ભુલુ છું. એતો ચાર દીવસનું ચાંદરણું. હે ઇશ્વર હવે તું કંઇ તેને સારી બુદ્ધી આપ.

લબાડદાસ—બાપા-બાપા-આપદે ઘેર તોત આવેછે.

કીકાભાઇ—(ઉઠીને જુએ છે તો કુટેલદાસ આવતા જોયા એટલે) પધારો બાપા પધારો. (ગાદી તકીઓ નાખી આપી, પોતાની સ્ત્રીને ચોખ્ખો નારતો કરવાનું કહી વાતો કરવા બેઠા). આપ હમારા માલીક હાડ ચામડીના ધણી છો. આ લબાડીદાસનું ઠેકાણુ પાડો. એમ કહી રૂ ૫૦૦) ની નોટ ખીસામાં મુકી દીધી.

કુટેલદાસ—બાઇ તમારા લબાડીદાસ માટે મેં સારી ગોઠવણી કરી છે. કે ગવરીનાથ મરી ગયા છે તેમની સ્ત્રી મણીને આડુ દોઢુ સમજાવી વળી ધમકાવી પેલા શંભુરામના ત્યાં કરેલો વીવાહ તોડી પડાવી તમારા ઘેર વીવાહ કરવા નક્કી કરી આ ફાગણ શુદી ૨ નું લગ્ન લેવડાવા તમને સુભ ખબર કહેવા આવ્યો છું માટે વધામણીની પાઘડી તો કુટલદાસને આપવી જોઇએ.

વીદુષક—સુકાં જુતીઆં નહીં ગમે કે શું.

કીકાભાઇ—પણ બાપા મારો લબાડીદાસ તો સાત વરસનો છે ને કંન્યા અગીઆર વરસની છે માટે એતો ગેરવ્યાજબી કહેવાય માટે બીજે કયાંઇ કરો તો ઠીક.

વીદુષક—કુટેલદાસની દીકરીને લબાડીદાસ એ બેનું લગન કરો. પણ અરે–ના ભુલ્યો કુટેલદાસની દીકરીઓ તો સારે ઠેકાણે પરણાવશે કે જેતી છોડીઓનુ તોલ થઇ ભારોભાર રૂપુ ઉપજશે. જો હું નાતમાં હોઊ તો. કંન્યાઓનો બજાર ખુલ્લો મુકાવી કીંમત ઉપજાવું.

કુટેલદાસ—બેસો બેસો મારાભાઇ મોટી કંન્યા હશે તો કાલ બેડું પાણી લાવશે. ને છોકરાને મુછ આવશે કાંઇ કંન્યાને આવનાર નથી કાલ સહુ સારાંવાનાં થશે. પછી મારી મેહેનત વ્યર્થ કરવી હોય તો તમારી મરજી પણ પછી તમારી ધારણા બળ આવે તેવું મને લાગતુ નથી. અરે તમે મને પાઘડી આપવી પડે માટે આછુ ઓછો પાઘડીના તો રૂ ૧૦૦) સો થઇ ચુકયા.

કીકાભાઇ—(અરે મારા જેવા બાળલગ્ન કરે તે તો એક નામોસીની વાત છે. પણ આ અગેવાનોના અંડાળચોકડી જયાં સુધી સુધરી નથી ત્યાં સુધી બાળલગ્નનો નાશ થશે નહી.

જો હવે ના કહું છું તો કયાંઇ પત્તો લાગવા દેશે નહીં નહી. હર–હર–હર. હે શીવ હવ આ ગરીબ કંગાળ ઉપર સામી અમી દ્રષ્ટી કર–)

(પ્રસીધપણે) ભલે બાપા તમે જે કર્યું તે મારે શીર ચડાવુંછું લ્યો પાઘડીના સો રૂપીઆ એટલામાં કીકાભાઇની સ્ત્રી ઘરમાંનો

શીરા ને કોરૂ શાક તરી બાવી. તે કુટેલદાસનું પેટ ફુટે તેટલા ત્રણ કરી. અડદના અક્ષને વીક્ષય કરવા વિચાર કર્યો.

કુટેલદાસ—બેસો હવે હું જાઉ છું. કોઇ જાતની અકળાંમણુ રાખશો નહી.

ડોકાભાઇ—અને બાપા દયા રાખજો. (જુદા પડ્યા)

કુટેલદાસ—(મનમાં) આનંદરામ અને સભુરામ એ બેજણા સેવકરામને ત્યાં ન્યાત થઇ ત્યારે મારા સામુ બોલ્યા હતા. અને તેમના ઉપર મારૂ ખાનગી વેર છે. તેમાં તો તેઓને—ઘર—બાર—લેણાં દેણાં, ખેતર જજમાન વીગરેમાં ભારે નુકસાન કરાવ્યું છે. પણ ન્યાત રીતથી પછાડવા જોઇએ—સાર કંઇક યુકતી શોધી કહાડી પ્રથમ તો તેમની પક્ષ કરનાર—સગાવહાલા—તથા કુટુંબીઓ સાથે અંદર અંદર વેર કરવું. બીજાઓને આડુ દોઢુ સમજાવીશ. પણ ન્યાત રીતે પણ તેમને પછાડી નાંખવા એટલે હરેક પ્રકારે—નુકસાનીમાં આવ્યાથી ખલાસ થઇ જઇ શરણું આવશે. વળી આખી ન્યાતનાં ખાતાં મારે ઘેર સહુ મારા દેવાદાર અને તેઓ નહીં. માટે તેમને ગમે તેમ વધારે ખરાબ કરી મારા દેવાદાર બનાવવા જોઇએ. આ સાલ પંચની પટલાઇમાં એક હજારની કોથળી મળી વળી આ બેના ચોકડામાં પણ પચીસ રૂપૈઆ આપણી તીજોરીમાં પડશે ચાલો આજને આજ ગોઠવણી કરૂ.

ફીતુરીશંકર—અરે ઘરમાં કોણ છે, બાપાસાહેબ છે કે—

કુટેલદાસ—હા. કોણ ગોર દેવતા ફીતુરીશંકર કે—

ફીતુરીશંકર—હા. એતો હું તમારો ભીક્ષુક છું બાપા.

કુટેલદાસ—આવો બેસો.

ફીતુરીશંકર—હા બાપા તાજમીરીમાં તો ખરા. કાંઈ નવા જુની હું આઠ દહાડાથી યજમાનોના ત્યાં ગયો હતો તે આજ આવ્યો છું. કમર છોડી ઘેર બેસીને રોટલા કરવાનું કહી. આપને મળવા સારૂ આવ્યો છું.

કુટેલદાસ—બહુ સારૂ થયું પણ કહોની ગામડામાં કંઇ નવાજુની

ફીતુરીશંકર—ના બાપા-કશી નવાજુની નથી. જે જે ગામડે ગયા ત્યાં આપણી ન્યાતના સર્વે આપનું નામ સાંભળી કાંપી જાયછે. ને એમ કહે છે કે-કુટેલદાસ જેવો પરાક્રમી આપણી ન્યાતમાં પેદા થયો નથી ને થશે પણ નહી. વળી કેટલાક તો આપના કુટુંબ વીશે વર કુવારા કેઇ છે કે નહી. તેવી પુછપરછ કરવા હતા. બાપા વાહવાહ આપની કીર્તી-આપ મોટા દાદા કૈલાસવાસી શ્રી (ધર્મ ધન હરણ શંકર)ના કુળમાં શુ ખામી કહેવાય.

કુટેલદાસ—વારૂ તમે અમરગઢ ગયા હતા કે.

ફીતુરીશંકર—હા-બાપા ગયો હતો.

કુટેલદાસ—અમરગઢમાં લક્ષ્મીનારાયણના મંદીર પાસે આનંદી પોળમાં બુદ્ધીસાગર કરીને બ્રાહ્મણ આપણી ન્યાતનો છે. તેને ત્યાંથી દક્ષણામાંશું મળ્યુ. ને તેમને કેમ ચાલે છે.

ફીતુરશંકર—બાપા મને રૂ૫) દક્ષણાના મળ્યા. ને શેરે શેર ઘીનાખી રૂપાળા લાડુ બનાવી બે ચાર શાક, ભજીઆં બનાવી જમાડ્યો ને વળી એક પાંચ રૂપૈઆંની પાઘડી પણ આપી. વાહ બુદ્ધીસાગર ભઈની કણાણીને વાહ વાહ એમના ઘરનો વીવેક પવિત્રતા ખરેખરીને ખર્ચ પણ ઊમદુ કરેછે. આપનાથી પણ ચડીઆતું.

કુટેલદાસ—એં એં એં એશું બોલ્યા આ પેલો કાલ આવ્યા

ફરતો બુધલો માર કરતાં મોટો કહેવાય (મનમાં હાય હાય શું કરૂં મારીજ મુરખાઇ છે કારણ કે હું તથા મારો ભત્રીજા. ચોરશંકર આખા ન્યાતના માણસોની કમાણી ખર્ચ હમેશ બાતમીથી મેળવી જેને વધારો સંભળાય તેને આડું દોઢું સમજાવી ખર્ચ કરાવી દેતો ને વળી અપજસ અપાવતો એટલે સર્વે દબાએલાજ રહેતા પણ આ બુધલાના તરફ નજર ન કરવાથી આજ મારી છાતીમાં ધવના ધખ ધખતા અંગારા નંખાઇ ચુકયા. (પ્રસિધ) મહારાજ ભલા ન્યાતમાં કોઇનું સારૂં દેખાય તેવું હું ઇચ્છુ છુ મારી આંખે એવો સારો માણસ સુધરેલ દેખુ તો હું મુંઓ ગતી પહોંચું.

વિદુષક—ગતીતો ગર્થમાં પણ અવગતીતો ખરી.

ફીતુરીશંકર—બાપા આપતો દરીઆવ છો. પણ બુદ્ધી સાગર આપતા તુલ્ય આવવો જોઇએ નહી. એટલામાં.

વળી બુદ્ધીસાગર પણ અભીમાનીપણુ રાખવા માંડે છે ને સાફ કહે છે કે-હું કુટેલદાસની બરોબરીનો છું.

જુગારીશંકર—બાપ. એ બાપા. મારો બાપો અહી છે કે.

ફીતુરીશંકર—એ આ રહ્યો. તું કેમ આવ્યો બેટા.

જુગારીશંકર—ચ્યો હેંડો ઠન. ઘેર બાતો રાંધીને બેસી રહીછે. ને ગારો દેસ તે ચ્યાં સુઆ. ચારે ટલહેં. જીં સ્યાં સુધી ખુસે પલાઇ રૂં

ફીતુરીશંકર—ગધાડીના સાંને ર.

કુટેલદાસ—ગોર જાઓ ખાઇને વેહેલા આવો તમારૂ કામછે

ફીતુરીશંકર—હુકમ બાપા. રજા લઊંછું.

( જાયછે ) ( એટલામાં )

**વિકાલદાસ**—બાપા ઘેર છો કે

**કુટેલદાસ**—હા ભાઇ આવો પણ જાઓ આજ એક ખાનગી વાત ચીત કરવાની છે માટે. હાજીભાઇ. દગાશંકર. અનીતીદાસ. ટંટાસંકર. જુઠાલાલ સર્વેને બોલાવી વેહેલો વેહેલો હીંડ સુકલને મોકલી શું નો બીજાઓને વહેમ પડશે કે કેમ ભેગા થતા હશે.

**વિકાલદાસ**—હા બાપા બોલાવી ઝટ આવું છું થોડી વાર માં. સર્વે ટોળીના માણસો (આગેવાનો) ભેગા થઇ ગયા.

**કુટેલદાસ**—ભાઇઓ સાંભળો. પેલા આનંદરાય તથા સંભુરામે આપણાં ઘરો શ્રી દરબારી છે માટે કીંમત લેવા. તથા. સર્વેનાં છીદ્ર ખુલ્લાં કરવા. અરજીઓ કરી છે તેવી ખબરનો કાગળ આપણા પાદશાહના અમીરનો (બનાવટી) આવેલો આ વાંચો અને વળી ન્યાતમાં પણ. ગામે ગામ. આપણી કસુરોના કાગળ લખ્યા છે

**હાજીભાઇ**—હા ખરી વાત બાપાએ ખરૂ કહ્યુ.

**વિકાલદાસ**—બાપા તમે કહો તેમ તેનો ઉપાય કરીએ.

**કુટેલદાસ**—આજ આ વાત યાદ રાખી ગામમાં બધાંને ઝટ આડુ દોહુ સમજાવી તેના સગા વહાલામાં તથા તેના કુટુંબમાં બધે વેર કરાવી દો અને પછી બધુ પંચ ધર્મશાળામાં ભરાવીએ.

**ટંટાશંકર**—બરોબર હમે જઇ બધે વેર કરાવી દઇશુ અને આપનીપાસે ગોરને મોકલીએ કેઝટ પંચને કેહેવડાવો કે બધા ભેગા જાય

**અનીતીદાસ**—ભલે ત્યારે હમે બધા જઇએ છીએ ગોરને મોકલજો હમે ખાંઇને તુરત આવીશું પણ હમને રડા રૂપૈઆનીમતા આપેલમાં પમાડજો જાય છે બધા જુદા પડવા ધર્મશાળામાં બધા નાતના આગેવાન મંડળી વાવા તથા બીજા હિસાબમાં નહી જેવા

બાવી ભરાયા પણ કુટેલદાસ નહી આવવાથી )

વિઠ્ઠલદાસ—ગોર. ફીતુરીશંકર જાઓ બાપાને બોલાવો.

હાજીભાઇ—હા બરોબર.

ફીતુરીશંકર—હા જાઉંછું. ( કુટેલદાસને ત્યા જઇ કહેકે ) બાપા પધારો બધા આવ્યા છે.

કુટેલદાસ—બધા આવ્યા હોય તો આ ગાદીતકીઓ લઈ જા બધા પંચ વચ્ચે મારે માટે ગાદી તકીઓ નાખને બે ચાર જણા ઉપરા ઉપરી બોલાવા આવશે ત્યારે હું આવીશ.

ફિતુરીશંકર—બહું સારૂં (પંચમાં આવી કહેકે આ ગાદી તકીઓ બાપા માટે લાવ્યો) છું તેના વચે પાથરી તૈયાર કર્યો. ને કહે કે બાપા હવડા પધારશે. (બહું વાર રાહ જોઇ બે ચાર તેડાં થએ પંચના પટેલ કુટેલદાસકાકા પધાર્યા ને કહેકે કેમ આટલું બધુ મોડુ કર્યું ભેગા થતું હોયતો વેહેલાજ થઇએ.

ટંટાશંકર—બાપા હુંતો ગોર મહારાજ આવ્યા કે તુર્ત આવ્યો છું.

હાજીભાઇ—હા. બરોબર હું પણ વહેલોજ એ પ્રમાણે આવ્યોછું.

વિઠ્ઠલદાસ—ગોર શામાટે મોડા ગામમાં કહેવા ગયા હતા. ગોર ધોતીઆં લેવા વખતે પગ ઝટ ઉપડે છે. ને અત્યારે કેમ બંધ થઇ જાય છે.

ફગાશંકર—ગોરને ગરમી ઘણી ચડી ગઇ છે.

અનાતીદાસ—ભાઇઓ ગોરને રકમ બહુ આપવી પડેછે વખતે કોઇ ગરીબ ગરણુ હોય તે શી રીતે પુરૂ પાડે માટે રકમ ઓછી થવી જોઇએ કારણ આપણે વસ્તારી થયા.

**હાજી**—હા. ખરોબર

**અમ્રતલાલ**—અરેરે તમે પ્રથમજ ગુરૂની પુજા સરૂ કીધી શું આમેતાં કામ કરોછો. સહન નહીં થવાથી કહેવું પડેછે કે જે ગુરૂની પુજા કરવા યોગ તેમજ સારૂ ગ્યાન તથા ધર્મો પદે લેવા જોગ એવા ગુરૂ પાસે તમે ટાંપી આનોં ધંધો કરાવોછો ને પાછા તેના પેટ ઉપર પાટુ (લાત) મારવા તૈયાર થાઓ છો.

**વિદુસક**—મારા બેટા. ચંડાલચોકડીના મેમ્બર જુઓને અન્યા ગોર ફીતુરીઆ તું તારા બાપા કુટેલદાસને નવાં નવાં નવાં ફીતુરની ચાડીઓ કરતો પણ આ કર્મશાળામાં પહેલુ તારૂજ કર્મ ફળી વલશે કે શું

**કેશવલાલ**—અરે આગેવાન મુરબ્બીઓ ગોરની વાત રહેવા દ્યો. બીજુ કામ જે હોય તે ફરમાવોને.

**વીકાલદાસ**—એલએસ તું સું જાણેલ્યા અમ્રતલાલ તુંને કેશવલાલ કાલ અત્યારના તમને કોણે બોલવાનું કહ્યું હતું. એક કોરે બેસી રહે તને બોલવાનો અધીકાર નથી.

**લાલશંકર** / **દયાશંકર**—કેમ વીકાલદાસ બાઇ શું બોલ્યા બોલવાનો અધીકાર તેઓને નથી કે શું.

**વિકાલદાશ**—હા એકોરો શા મોંઢે બોલે. તેણે કાંઇ સારાં ચોખરાં કર્યા છે. સાત પેઢીમાં ન્યાતતો તેડી નથી ને શા માટે બકે છે.

**વિદુસક**—ભાઇઓ કોઇને બોલવા અધીકાર નહી હોયતો વીકાલદાસને કુટેલદાસની ટોળીનેજ બોલવાનો ધીક્કાર છે. માટે તે બોલશે જતો

**લાલશંકર** / **દયાશંકર**—કેમ કુટેલદાસ કાકા, સાંભળો છો આ વિકાલદાસ બાઇ શું કહેછે.

કુરેલદાસ—ખરૂ કહેછે શું ખોટું કહેછે ધીંગાનાં કુશાં બાપયાં છે તે કહેશેંજતો તમે તેમ કરેને ન્યાત તેડો એટલે તમે કહેશો તે ખરૂ કહેવાશે.

વિદુસક—સાંભળ્યું ભાઇ કુરેલ તમે ન્યાત કર્યો ધન્ય છે એની જનેતાને કે આવું રત્ન જેની કુખે ઉપન્ન થયું.

ટંટાશંકર—બાપા એ વાંદરાં સામુ શું બોલોછો હવે હુકમ કરોની શું કામ કાગળાજ કરવાનું છે

વિદુસક—તમારી વાંદરાંની ટોળીમાં એ સુજ લાલશંકર દયાશંકર, કેશવલાલ અમ્રતલાલને ગોલવુંના જેમએ બોલનારનો, દયાશંકર અનીતીદાસ ટંટાશંકર બુલાલ. એજ કુરેલદાસને વિકાલદાસની પંકતીમાં શોભે આ કાગડાંઓની ટોળીમાં બાપડા હંસ સોભતા નથી પણ સુ કરે.

કુરેલદાસ—ભાઇઓ સર્વે ભેગા થયા છેકે

વિદુસક—હા સર્વે માંકડાં આવ્યાં છે. હવે આપ મદારી સાહેબ રમત ચાલતી કરી મર્કટોને ખેલાવો.

વિકાળદાસ—હા બાપા સર્વે આવ્યા છે.

હાજીભાઇ—હા બરોબર છે.

વિદુષક—વીકાળદાસ તમારા પીતાનું શું નામ.

વિકાળદાસ—મારા પીતાનું નામ તમારે શીદ પુછવું પડ્યું, અને તમે કોણ છો કેમ આવ્યા છો.

વિદુષક—હુ સહેજ તમારા બાપનું નામ–મને ખબર નહીં હોવાથી પાડું છું–કેમ દેવાય એવું નથી કે શું.

વિકાળદાસ—મારા પીતાનું નામ ગીરધર લાલભાઇ

વિદુષક—આપને કેટલા પીતા છે.

વિકાળદાસ—અરે સાલા. પીતા એક હોય વળી કેટલાક, અવારે બચારે બાપ હશે.

વિદુષક—બાપ જોઇએ તેટલા કરવા એ તમારા ઘરનોજ ધર્મ હશે. હું પીતા શીવાય બીજા કોઇને તમારા માફક બાપા બાપ કહી મેં બરનો નથી.

વિકાળદાસ—નીચું ઘાલી બેશી રહ્યા.

ફુટેલદાસ—અલ્યા ભાઇ સાંભળો. આ હું કહુ તે સાંભળો. આ બધા કેમ બેઠા છો જે કામ કરવાનું હોય તે કરો.

વિકાળદાસ—ભીડો ભાઇ, હાજીભાઇ, દગાશંકર, અનીતીદાસ, ટંટાશંકર, જુગાલાલ, ભીડો, એકાંતમાં જઇ વીચાર કરી આવીએ.

(ચંડાળચોકડીના આગેવાનો તમામ મળી એકાંતમાં જઇ ઠરાવ નક્કી કરી આવ્યા.)

વિકાળદાસ—ભાઇ-ટંટાશંકર કહો અને પંચનો ચોપડો મંગાવી દસ્તાવેજ કરી સૌની સહીઓ કરાવો.

હાજી—હા. બરોબર.

ટંટાશંકર—(પંચનો ચોપડો લેઇ પ્રથમ કરેલા ગુપ્ત વીચાર પ્રમાણે આનંદરામ તથા સંભુરામ પંચની રજા શીવાય પરણ્યાનો ગુનો ઠરાવી દંડ પચાસ રૂપૈઆ કર્યા ને નીચે તમામની સહીઓ કરાવા માંડી એટલે

અમૃતલાલ—અરે ગોર ફીતુરીશંકરજી આ દસ્તાવેજ બધા ભાઇઓને વાંચી સંભળાવો એટલે બધા વાકેબ થઇ સહીઓ કરે.

ટંટાશંકર—બાને લપોડ વંચાવનાર હું લખનાર ખોટો હોઇશ કે શું જે મારૂ લખેલું પાછું વંચાવી જોવું છે સહી ના કરીશ

તો તારી પણ દુર્દશા સમજવી.

(મોગે મોઢે બધા સ્તબ્ધ થઇ ગયા ને ઊંધુ ઘાલી એકપછી એક સરવે એ સહી કર્યા પછી—

વિઠ્ઠળદાસ—આ આનંદરામ તથા સંભુરામના ઘરનો દીવો રૈવતા બંધકે બાઇ ગામથી ઉઠી વેરાઇ જાઓ સાંજ પડી જવા આવીછે

વિદુષક—દાયરે હાથ પેલા જગ્દીશકર ઉપર તો વેર રાખી. તેમના કુટુંબમાં અમરચંદને ત્યાં ચોરાસી થઇ ત્યારે મારમમારા કરાવી કુટેલદાસે જગ્દીશંકરના વિરૂદ્ધ પક્ષમાં ભળી રાજ્યમાં ટટો ચલાવરાવ્યો તેમાં ગધેડે બેઠા જેવું થયું. વળી જગ્દીશંકરને જમીનની બાબતમાં દસ વરસ સતાવ્યો પણ છેવટે કુટેલદાસને ઊંધુ ઘાલી ગધેડે બેઠા જેવું જયું. પણ બાહ્ય રાજ્યમાંથી તો સામાવાળા પક્ષવાળા હોય તો પણ કોઇક વરસે ઇનસાફ તો ખરોજ મળે પણ આ આંકડાંની અધર્મી ચંડાળચોકડીમાં ઇનસાફ ને ઊંદર—ન્યાયને નોળાવું. સત્યને સસલાં ભક્ષ કરી ગયાં તો પછી શા કામનું પણ સત્ય ત્યાં જય, અસત્ય ત્યાં ક્ષય. હજારે દહાડે થયા શીવાય રહેવાનું નથી.

(કર્મશાળામાંથી પક્ષ ભરાએલી જુદા પડ્યા સૌ સૌને ઘેર)

( રસ્તામાં )

અમૃતલાલ—અરે કેસવલાલ, આ કુટેલદાસે તો આપણી પવીત્ર ન્યાતમાં કંન્યાવીક્રય, સાટાં, દૈવપુત્રીઓ, ધર્માદાની રકમ હરણ કરવી-વીગરે તમામ અધર્મ ચાલતા કર્યા ને તે અધર્મ વધ્યાં જાય છે માંટે હવે તો કંઇક ઇલાજ લેવો.

કેસવલાલ—બાઇ. આપણી ન્યાતનાં આઠ મોટાં થડછે. તે આઠમાંથી અકેકો કુતરો કુટેલદાસે પાળી શીકાર ખીલાવે છે એટલે

આઠે દીશાએ કુત્તો ભષ્યાં કરે છે. શું કરીએ.

લાભશંકર—અલ્યા, આપણા મહાદેવ, ધર્મશાળા, મંદીર, વાવ્ય, હવાડો એ મળી ઘણાક પૈસા તેના પાસે છે તે કાંઇ સંભાળતુંજ નથી.

દયાશંકર—મારા ભાઇ બીજી વાતો ક્યાં કરો છો. આપણી ન્યાતનાજ કેટલા રૂપૈયા કેટલાંક વરસથી તેના ઘેર છે. કોઇ પુછતુંજ નથી. આપણે શું કરીએ.

સેવકરામ—ભાઈ સહુ રામ રામ કરો. ઇશ્વર જે કરે તે સારૂજ કરે. અધર્મનો ઘડો ફુટ્યા દશે માટે બહુ જુલમ કર્યા શીવાય ભરાય નહીં. અને જ્યાં ભરાયો ત્યારે ફુટ્યા વીના રહેશે નહી.

અમૃતલાલ—દીઠો, દીઠો, પેલો કુબેરદાસ આવે છે દેખશે તો કહેશે કે. કાંઇ વિચાર કર્યો કે શું. વળી વહેમ રાખી આપણું મુળ કાઢવા પ્રયત્ન કરશે—

વિદુષક—અરે આગળ પાછળ વાતો કરી બીહો છો ત્યારે કાપડાં પહેરોને.

કેસવલાલ—આવજો હું તો હવે ઘેર જાઉછું. ઇષ્ટદેવ આપણી ન્યાતની ચઢતી કળા કરો

અમૃતલાલ—ભાઇ ઇષ્ટદેવનેજ આ દુષ્ટ ટોળીએ કેટલાં વરસથી ત્યાગી ઓચ્છવ બંધ કરાવ્યા છે. કેસવલાલ હોય જેવું બીજ રોપે તેવું ફળ પામે. (રજા માગુછું)

(સૌ સૌના ઘેર ગયા.)



## વળી ઊદીચ્ય સદ્બોધ પુસ્તકમાં પ્રહલાદ કવિ જણાવે છે કે—

### સવૈઆ એકત્રીસા ઢબ લાવણીની.

ક્લેસ કરાવે કેળવણી કુપરો, કુસંપ કરતા તે કમજાત;
સુમારગથી છટકી ફરે છે, નીચ બગાડી નાંખે નાત;
ડોસાઓને ડોળ દેખાડી, અણહીતનો કરતો ઉપચાર,
ક્રોધ કરી પ્રહ્લાદ કવિ કહે, ધિક ધિક હો તેને ધિક્કાર. ૧
નીચ કુનીતી રચી નાતમાં, તે દેખી દીલગીર દીલ થાય,
કતલ કુંવારા કરવા કારણ, બની સ્થાપન થઇ બ્રહ્મ સભાય,
ઉદિચ્યો હિતના અર્થે ઉદાસીક ને નહિ કો નર કે નાર. ક્રો. ૨
ઘર કાઢે કો ગરીબજનોનું, રંક ઊપરીયાં રાખી રોષ,
ગોથાં ગોળા ફેંકી ગપ્પના, દે દુર્બલસું મીથ્યા દોષ,
જાત જથાનું જોર જણાવી, ગરતાને મારે બહુ માર. ક્રો. ૩
કન્યાવિક્રય કરે કુકર્મી, કંઇક કરાવે પરની પાસ,
ભઠ પડી ભડવો તે જણવો, મુખપર મુછ નથી છે ઘાસ,
પુત્રી વેચીને પેટ પોખતો, પાતરનો પાડ્યો વેપાર. ક્રો. ૪
ગૌરી રૂપ ગૌમાતા ગણીએ માન્ય મોક્ષનું તે છે મુળ
દુધ–દહીં માખણ ઘ્રત જેનું આધ સર્વમાં છે અનુ કુલ
ધર્મ પુજેથી પામીએ તે વેચવાનો કરે વિચાર ક્રો. ૫
ક્રોક ફટાણાં ગાય ગોરીઓ વિવાહમાં બની વીષયાતુર
લાજતજીને લવે લવરી શુ પુરૂષોને પ્રગટે શુર
તાત ભ્રાત વર કોઇ ન વારે ખરેખર લાવી દીલમાં ખાર ક્રો. ૬

અણુસમજુ કો પુરૂષ મરતાં બાપ મર્યાદા ખોતા માંન
રાંડો તેની ફરે રખડતી હાંજુ વિણુ ના રાનો રાન
ભ્રષ્ટ હશે તે મુકે ભટકતી છેક પડી સમજણમાં સાર કો. ૭
નાત વિષે કો નામદાર થઇ અદલ નવ તોલે ઇનસાફ
ગરીબોનો તો ગરદન ઘલે મસ્ત જનોને કરતા માફ
શરો પ્રેત પક્ષપાતમાં ઠીક શેઠીઆ પાડે હાર કો. ૮
તારે પૂત્રો ત્રણુ ગુણોથી માત પીતાના મોક્ષ સ્વરૂપ
તે બાળકને બાપ બિગાડે આપે અવિદ્યા નાંખે કુપ
ભય આપી વિદ્યા ન ભણાવી ફરજ પિતા મુરખ શીરદાર કો. ૯
ઉચ કુળમાં વળી અવતરી નીચ કુળમાં માને નેહ
ભ્રષ્ટ પની જગના લાજો દુષ્ટ ગળીમાં બોળે દેહ
વળી ગાનકો વ્યસન કરી કોઇ મદ્યપાન અણખપનો આહાર કો. ૧૦
ગ્નાતી વિષે ઘરડઓ મળીને નેક રૂપાળો ચલાવે ન્યાય
પ્રતિબંધ પાળે સૌ પ્રીતે ઠેઠ તે માંહી વીરોધી થાય
લાગણીગતને તોડે કાયદો તડબાડી સામો થાય ત્યાર કો. ૧૧
કુડ મસ્તી કોકરે આદમી જબર જથાનું જણાવે જોર
વિના વાંક વનીતાને વળગે ગેબી રીસને ધરતો ઘોર
ખુટે ખાનીઆં જ્યારે ખજાને નીચવરે જાઇ બીજીનાર કો. ૧૨
પરણે જ્યારે પુરૂષ પ્રેમદા ખરી નજર તે માંહી ખુંપી
વેદ વન્હી શુભ બ્રાહ્મની સાખે સ્વશુર જમાઇને તે સોંપી
પછી રાંડને મુકે રખડતી અરે હવે કોનો આધાર કો. ૧૩
ગ્નાતી વિષે ગંભીર જાણીને ડાહ્યાભાઇને સોંપ્યો દ્રવ્ય
અવેજ નાતનો હોઇયા કરીગયા સેઠમાં ગયા ઘેલાભાઇ સર્વ

પંચતણો પૈસોજ પચાવી કુડો ચલવે જે કારભાર  કો ૧૪
છે સ્વાધીન આ ભીજ છતા પણ ભ્રષ્ટ બારણે જઈ ભટકાય
જેમ (૧) શુક્ર સરીખાને ભોડો ચાચ બોળતા (૨) ધરમાં ચાહ
તેમ પુરૂષ તેવા તે સમજવો પરજુવતી સંગ બેસનાર કો ૧૫
પાપી પચારો પૈસો પેખી દરજીનરે લેતા તે દામ
ઊંચ કુળને ઊંચું સુઝી કરતાકો ચોરીનું કામ
તે કરતા કોળી શું કુડા લાજે નહી કુળવંત લગાર  કો. ૧૬
જુડી જેજન કરે પ્રતિજ્ઞા પાપ કર્મ તા ભરતો પેટ
બળાઓ થઇ પરનું જ બિગડે ઠીક લડે કોરીમાં ઠેઠ
દેવ ધર્મના સોગન ખાઇને મિથ્યા વદતો મુખ જેવાર  કો. ૧૭
વય પ્રથમે વિદ્યા ન વિચારી જર બીજી ન જમાવ્યો જેહ
વય ત્રીજી ફારતી ન વાચારી મિથ્યા જન્મ ગુમાવ્યો તેહ
શું કથશે કવીજન તુજ કીરતી વય ચોથીના કોક વિચાર કો.૧૮
બ્રાહ્મણ થઇ શુભ વેદન ભણીયા ધરથી ન પાળે ધરનો ધર્મ
શુભ આચરણ કદાએ ન રાખ્યો સંધ્યાદીક આદે ષટ્ કર્મ
જમતા મલેતો કાંચન જનોઇએ અજગરની પેંડે કરે અહાર કો. ૧૯
પરથી ધીકારે સૌ તેને સમજાણ લંઇ સુધને તે આપ
ભુલ પોતાની નજરે ભાળી શીરથી ટાળે નબળી છાપ
હવે કદી તે કામ કરો નહી સમજો સૌજન શુખનોસાર કો. ૨૦
નથી કોની મેં નીંદા કીધી જોઇ જથારથ લખીયો જોગ
સાકર સારી લાગે સરવને ખરખાસે તો મળસે ભોગ
પાએ પડી પ્રહ્લાદ કવી કહે સુણો વિનીતી વારમવાર કો. ૨૧

**સમાપ્ત.**